

# આત્મજ્ઞાન.



લેખકઃ—

સ્વામી શ્રી અદ્વૈતાનંદજી

ભારત સેવાશ્રમ સંઘ.



અનુવાદિકાઃ—

શ્રી નિર્મળાબેન



કિંમત
૦—૪—૦

## આશ્વાસન—

xxxxx"આજનો આ જમાનો મહાજાગૃતિનો જમાનો છે. આજનું આ ટાણું મહામિલનનું ટાણું છે. આજનો આ યુગ મહાસમન્વયનો યુગ છે. આજનો આ અવસર મહામુક્તિનો શુભ અવસર છે."xxxxxxxxxxxxxxxxxxxxxxxx

xxx"ભારત હવે વધુ લાંબા વખત સુધી કુમ્ભકર્ણની પેઠે મોહનિદ્રામાં નહી પડી રહે; તે હવે ફરીથી જાગશે અને પોતાની આધ્યાત્મિક શક્તિને પ્રતાપે ફરીથી જગદ્ગુરુના માનવંત આસન પર વિરાજમાન થશે."xxx

—યુગાચાર્ય સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજ.


વ્યક્તિગત ઉપદેશ માટે લખો યા મળો:—

સ્વામી શ્રી અદ્વૈતાનંદજી મહારાજ,

મંત્રી,

ગુજરાત હિંદુ મિલન મંદિર,

ભારત સેવાશ્રમ સંઘ,

સુરત તથા અમદાવાદ.

# આત્મજ્ઞાન.



## —: મનુષ્યની આકાંક્ષાઓ :—

બંધુઓ! ચારે તરફ દૃષ્ટિ કરતાં એક જ વસ્તુ નજર સમક્ષ ખડી થાય છે, અને તે વસ્તુનું નામ પ્રવૃત્તિ. જ્યાં જ્યાં નજર કરો ત્યાં ત્યાં બસ એનું જ સામ્રાજ્ય! શું કુદરત કે શું મનુષ્યસમાજ? અને એ પ્રવૃત્તિના મૂળ તરફ દૃષ્ટિ કરતાં શું નજરે પડે છે? માત્ર ત્રણ જ કારણ. એ ત્રણને માટે જ ખાવું, પીવું, ખેલવું, લડવું વિ. ની અવિરત ઘટમાળ! આ જન્મભર એ જ પ્રવૃતિ અને મૃત્યુસમયે અટલ નિરાશા, કે—અરે! હજી તો બહુ જ બાકી રહી ગયું!

મિત્રો! તમને કદાચ પ્રશ્ન થશે કે એવી એ ત્રણ વસ્તુઓ કઇ છે, કે જેને માટે આબાલવૃદ્ધ સમગ્ર જીવનપર્યંત મહામહેનત ઉઠાવી રહ્યાં છે? તેનો જવાબ આમ આપી શકાય. તે ત્રણ વસ્તુઓ છે—શાશ્વત જીવન, અનંત જ્ઞાન અને અખંડ આનંદ. ખરેખર! તેમની જ પ્રાપ્તિને માટે મનુષ્યો આ મહાન જીવનસંગ્રામ ચલાવી રહ્યાં છે.

પારણે ઝુલતું બાળક કે મૃત્યુઆંગણે ઊભેલો વૃદ્ધ મૃત્યુ નહિ ઇચ્છે. મહારાજા કે ગરીબ, વિદ્વાન કે મૂર્ખ, સ્ત્રી કે પુરુષ, પછી તે હિન્દુ હો કે મુસ્લિમ યા ખ્રીસ્તી ગમે તે હો, સમગ્ર જગતમાં એવી કોઇ પણ વ્યક્તિ નથી, કે જે મૃત્યુને પ્રેમપૂર્વક ભેટવા ઉત્સુક હોય. માત્ર માનવ જ શા માટે? મનુષ્યેતર પ્રાણી, વનસ્પતિ ઈ. ચેતનયુક્ત સૃષ્ટિ

પણ મૃત્યુથી દૂર રહેવા પ્રયત્ન કરતી નજરે પડે છે. સમસ્ત સંસારમાં જ્યાં જુઓ ત્યાં એક જ મહાન આકાંક્ષા જોવામાં આવે છે. અને તે હંમેશને માટે કાયમ રહેવાની—અમર થવાની.

બીજી આકાંક્ષા તે, જ્ઞાનપ્રાપ્તિના ક્ષેત્રમાં. પણ કોઇ જ્ઞાનતૃપ્તિ નથી અનુભવતું. બાળક જન્મથી શિક્ષણ શરુ કરી મૃત્યુપર્યંત દરેક વસ્તુ યા વ્યક્તિદ્વારા કંઇ ને કંઇ શીખતું જ રહે છે. તેમ છતાં પણ ત્યાં નથી દેખાતી તૃપ્તિ કે નથી દેખાતી નિવૃત્તિ! મૃત્યુઆરે ઊભા કોઇ વયોવૃદ્ધને પ્રશ્ન પૂછવામાં આવે કે-હવે તમારે શીખવાનું કાંઇ બાકી રહ્યું છે? તે ખચીત કહેશે જ કે હા, ભાઇ, જ્ઞાનદશામાં તો હું એક નાનું બાળક જ છું. હજી તો મેં કંઇ જ મેળવ્યું નથી. અનંત જ્ઞાનના ખજાના આગળ હું તો માત્ર ક્ષુલ્લક ભિખારી છું.

ભાઇઓ! તે જ પ્રમાણે સુખ અથવા આનંદની બાબતમાં પણ એક જ જવાબ મળશે. અનંત સુખ અને અખંડ આનંદની શોધમાં જ સમસ્ત સંસાર મંડયો રહે છે. દરેકે દરેક એવું જ ઇચ્છે છે કે દુઃખ અને નિરાશા એમને સ્પર્શે જ નહિ.

આમ તર્કપરંપરાથી સાબિત કરી શકાય એમ છે કે, માનવ માત્રની એકેએક પ્રવૃત્તિ અને ઉદ્યમની પાછળ, તે જ અનંત જીવન, અસીમ જ્ઞાન અને અખંડ આનંદ પ્રાપ્ત કરવાની આજન્મપ્રેરણા જ કાર્ય કરી રહી છે. જીવન-જંજાળ માત્ર તેને માટે જ છે. હવે આપણે એક વાત ખાસ જાણી લેવી જોઇએ કે, જીવનભર જેને માટે ભગીરથ

પ્રયત્નો કરીએ છીએ, તે ત્રણે અગર તેમાંથી એક પણ આપણે પ્રાપ્ત કરીયે છીએ ખરાં? દરેકને પ્રશ્ન પૂછતાં એક જ જવાબ સાંભળવામાં આવે કે હજી આશા પૂર્ણ થઈ નથી. બધીય અભિલાષાઓ જેમની તેમ રહી ગઇ ! આમ મનુષ્યપ્રયત્ન વ્યર્થ નીવડે છે.

## મનુષ્યોના પ્રયત્નો નિષ્ફળ જ જાય છે.

સંસારમાં અમર થવા માટે કેટલાં વલખાં ! પૌષ્ટિક ખોરાક, પૌષ્ટિક પીણા, કીમતી માત્રાઓ અને નિયમિત કસરત વિગેરે અનેક પ્રયત્નો જીવન લંબાવવા માટે જ કરવામાં આવે છે. પોતે કદાપિ ભૂખ્યો ન રહે, બિમાર ન પડે, નિર્બળ ન બને, વૃદ્ધ ન થાય, તે માટે કેટકેટલાં વલખાં મારી રહ્યાં છે? પણ એ દરેક પ્રયત્નનું પરિણામ છેવટે શું આવે છે? એ જ કે; મોડુંવહેલું દરેકનું મૃત્યુ તો થાય જ છે. મૃત્યુ દરેકને માટે ધ્રુવ નિશ્ચિત છે.

અસીમ જ્ઞાનની પ્રાપ્તિને માટે પણ ઉદ્યમ અને પરિશ્રમ વ્યર્થજ નિવડે છે. જ્ઞાનપ્રાપ્તિની જિજ્ઞાસાથી પ્રેરાઇને જ બાળક અનેક પ્રશ્નો પૂછયાં કરે છે. તેની કિશોરાવસ્થા અને યુવાવસ્થા પણ તેની પ્રાપ્તિમાંજ પસાર કરે છે. અને વૃદ્ધાવસ્થામાં પણ તેનું તે જ ચાલુ હોય છે. તોપણ છેવટે એ જ નિરાશા અને અસંતોષ બાકી રહે છે કે બધું જ જાણવાનું બાકી રહી ગયું ! પાશ્ચાત્ય મશહુર વૈજ્ઞાનિક સર આઇઝેક ન્યુટન મહાજ્ઞાની અને પ્રખર અભ્યાસી હોવા છતાં છેવટની પળે તેણે એ જ મનોભાવ અનુભવ્યો, અને પ્રગટ પણ કર્યો હતો કે "આજીવન મહામહેનત કર્યા પછી પણ જોઈ શકું છું કે હું તો માત્ર

તે વિશાળ જ્ઞાન–સાગરના કિનારે જ પહોંચી શક્યો, તે સાગર હજી મારી સામે પડયો છે. મેં તો માત્ર આટલા પ્રયત્નો અને સમય પછી તે સાગરતટના થોડા કાંકરા જ એકત્ર કર્યા છે.” મિત્રો ! મહાજ્ઞાની અને પ્રખર અભ્યાસીને જ્યારે આમ અનુભવ થાય છે, તો સામાન્ય માનવની વાત જ શી કરવી ?

અખંડ આનંદની અભિલાષાઓ પણ એમ જ વ્યર્થ નીવડે છે. સુંદર સ્વરૂપ, પૂર્ણ યૌવન, અતુલ વિદ્યા, મનોમયી સ્ત્રી, પ્રાણથી પણ પ્યારાં બાળકો, વિપુલ સંપત્તિ, વિશાળ સામ્રાજ્ય, ટૂંકમાં દરેક ભોગ્ય વસ્તુ ઘણાજ પ્રયત્નોને અંતે મેળવવામાં આવે છે. તો પણ છેવટે માનવ અસંતોષી રહે છે. મહાન વિજેતા પણ છાતી ઠોકીને બોલી શકતો નથી કે, તેણે દુઃખ જીત્યું છે.

ભાઈઓ ! વળી પ્રશ્ન થશે કે મનુષ્યોની તે આકાંક્ષાઓ સુલભ નથી તો પછી શા માટે તેઓ તેમની તરફ આકર્ષાએલાં રહે છે ? શા માટે તેઓ આટલાં આતુર અને આગ્રહશીલ દેખાય છે ? કે પછી તે બધી ઇશ્વરની વિશ્વાસઘાતી પ્રવૃત્તિ જ છે ? મોહવશ મનુષ્ય સાથે આમ છળકપટ કરવું તે ઇશ્વરનું કાર્ય તો નથી થઈ પડયું ને ? પોતાની માયાજાળમાં મનુષ્યને ભરમાવી હેરાન કરવાનું જ પરમાત્માનું અંતિમ ધ્યેય તો નથી થઇ પડયું ને ?

## આકાંક્ષાઓની પરિતૃપ્તિ કયે રસ્તે ?

મિત્રો ! એ પ્રશ્નોના જવાબ ધર્મશાસ્ત્રો આપે છે. તેઓ તો પોકારી પોકારીને કહે છેઃ ના ના ઇશ્વર ધૂર્ત નથી. માનવ હૃદયમાં એણે જે કોઈ પ્રેરણાઓ અને

આશાઓ મૂકી છે, તે ખોટી કે વ્યર્થ નથી. તેની સફળતા સંપૂર્ણતઃ સંભવિત છે જ. વાંધાઓ છે માત્ર માર્ગમાં. મનુષ્યે આદરેલો માર્ગ જ વાંધાભર્યો અને ભ્રાંત છે, નહિ કે ધ્યેય. આજે જે માર્ગે મનુષ્યો પ્રવૃત્તિ કરી રહ્યાં છે, તે માર્ગે એક તો શું પણ લાખો જન્મે પણ ધ્યેય સિદ્ધ થાય તેમ નથી. જડબુદ્ધિની દોરવણી વડે જ્યાંસુધી મનુષ્ય કાર્ય કરશે ત્યાંસુધી કાંઈ જ વળે તેમ નથી. ગીતાજી ખુદ પણ કહે છેઃ—

"यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।
न स सिद्धिमवाप्नोति न शान्तिं न परां गतिम्॥"

અર્થાત્ જે મનુષ્ય શાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરીને કાર્ય કરે છે, તેને સિદ્ધિ, શાંતિ કે શ્રેષ્ઠગતિ પ્રાપ્ત થતી નથી. તેની મહા મહેનત નિષ્ફળજ નીવડવાની. ઋષિ મુનિઓ અને યુગાવતારોનાં જીવન જોતાં તેમણે મેળવેલી સિદ્ધિઓ આ બાબતની સાક્ષી પૂરે છે. તેઓ એક જ પોકાર કરે છે, કે ગભરાઓ નહિ; જ્યાં જ્યાં આશાઓ અને આકાંક્ષાઓ છે ત્યાં ત્યાં સિદ્ધિ અને સફળતા જરૂર મળશે. ઉપનિષદ્કાર ઋષિગણ હજારો વર્ષ પૂર્વે આ જ સત્ય ઉચ્ચારી ગયા છેઃ—

शृण्वन्तु विश्वे अमृतस्य पुत्राः
आ ये धामानि दिव्यानि तस्थुः।

वेदाहमेतं पुरुषं महान्तम्,
आदित्यवर्णं तमसः परस्तात्॥

तमेव विदित्वा अतिमृत्युमेति।
नान्यः पन्था विद्यतेऽयनाय॥

હે વિશ્વવાસી બ્રહ્મકુમારગણ અને દિવ્યધામવાસી દેવગણ ! મેં અંધકારથી પર, જ્યોતિર્મય દિવ્ય પુરૂષને જાણ્યો છે. તેને જાણવાથી જ મનુષ્ય અમર બની જાય છે. તે વિના અમર થવાનો બીજો રસ્તો જ નથી.

## આત્મજ્ઞાનથી જ અમરત્વની પ્રાપ્તિ થાય છે.

નશ્વર ક્ષણભંગુર જગતમાં એક જ વસ્તુ એવી છે કે જેને અજર અમર એ જ અવિનાશી કહી શકાય. તે વસ્તુ તે જ આત્મા. તેને જાણી તેમય થવાથી જ અમરત્વ પ્રાપ્ત કરી શકાય. એક નહિ હજારો મનુષ્યો તેને જાણીને મૃત્યુંજયી યા અમર બન્યાં છે. ઉપનિષદ્ તેથી જ પોકારે છેઃ—"आत्मानं विद्धि" એટલે કે આત્માને જાણો.

"आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो ॥"

એ આત્માનાં જ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરો.

વળી અહીં પણ પ્રશ્ન થશે કે જો આત્માને જાણવાથી મનુષ્ય અમર થઇ શકતા હોય તો આપણાં વ્યાસ, વસિષ્ઠ આદિ ઋષિગણ કેમ આજે હયાત નથી ? તેઓ તો આ દુનિયામાંથી ચાલ્યા ગયા. આજે તેઓ પૈકી એક પણ પોતાના અમરત્વની સાક્ષી પૂરવા આપણી સમક્ષ રહ્યા નથી.

મિત્રો ! તેનો જવાબ આ છે. તે આત્મજ્ઞાની મહાત્માઓનો નાશ થયો જ નથી. માત્ર તેઓના સ્થુળ પંચભૂતાત્મક દેહનો જ નાશ થયો છે. આજે પણ આત્મસ્વરૂપે તેઓ પોતાનું અસ્તિત્વ રાખી રહ્યાં છે. તેઓની ચિરસ્મૃતિઓ, અમૂલ્ય અનુભવો અને ઉજ્જવળ કીર્તિ અમર જ છે, અને રહેશે. તે તેજસ્વી મહાપુરુષો એકેએક ભાવનાશાળી

માનવહૃદયમંદિરમાં જીવંત છે. તેઓના મહામૂલા ગ્રંથો જુઓ. શું તે અમરત્વ નથી? તેમ છતાં કદાચ કોઈ પૂછે કે આ દેહને જ અમરત્વ પ્રાપ્ત થાય કે નહિ?

તેનો પણ જવાબ છે. હા, જો કોઇ આત્મજ્ઞાની એમ ઇચ્છે તો તે અસંભવિત નથી જ. મહાભારત વાંચો તો તે કહે છે કે, આપણા ભિષ્મપિતામહ મૃત્યુંજયી અથવા ઇચ્છામૃત્યુ હતા. તેમના સંકલ્પ વગર તેમનો નાશ કરવા કોઇપણ શકિત સમર્થ નહોતી. માત્ર પિતામહનીજ વાત શા માટે? ઊર્ધ્વરેતા પ્રત્યેક આત્મજ્ઞાની ઇચ્છે તો ચિરકાળ અમર રહી શકે છે. સંકલ્પસિદ્ધ યોગી-પુરુષ પાસે મૃત્યુ તો ડાબા હાથની રમત માત્ર છે. તેની ઇચ્છા થાય છે, ત્યારેજ મૃત્યુ તેની સમક્ષ ડગ ભરવાની હિંમત કરી શકે છે. તેના દ્રષ્ટાંતો અનેક છે.

ભગવાન બુદ્ધદેવના મૃત્યુસમયે તેમના શિષ્ય આનંદ ગળગળા થઇ બોલવા લાગ્યા:—"ભગવાન! આપ સંસારમાં હજુ વધુ રહો. મારી તપશ્ચર્યા હજુ બાકી છે. આપના જવાથી મારી સાધના અપૂર્ણ રહી જશે." અને તેનો જવાબ શું મળ્યો? તથાગત બોલ્યા:—"પ્રિય શિષ્ય! આજથી ત્રણ મહિના પહેલાં જ મેં મૃત્યુનો સંકલ્પ લઈ લીધો છે. તેની તિથિ પણ મેં નક્કી કરી નાંખી છે. હવે સંકલ્પ કેમ ત્યાગી શકું? ભાઇ! ત્રણ મહિના પહેલાં તે વાત અસંભવિત નહોતી."

જગદ્ગુરુ શંકરાચાર્યે પણ બીમારીને સમયે રોતા શિષ્યોને આશ્વાસન આપતાં એક વખત કહ્યું હતું:—"ગભરાશો નહિ. હું આ દેહનો ત્યાગ હમણાં જ નહિ કરું.

જ્યારે તમે બધા મને કહેશો કે—"હવે અમારે પુછવાનું કે જણાવવાનું કશું બાકી નથી." ત્યારે જ હું આ દેહનો ત્યાગ કરીશ."

શ્રી રામકૃષ્ણ પરમહંસજીએ પણ પંચાંગ લઇ મૃત્યુ તિથિ જાતે જ નક્કી કરી હતી.

અમારા પૂજ્ય ગુરુજી પ્રણવાનંદજી મહારાજે એકાદશીને દિને દેહત્યાગનો સંકલ્પ આગળથી જ કરી લીધો હતો.

મિત્રો ! આ દૃષ્ટાન્તો સાક્ષી પૂરે છે કેઃ-આત્મજ્ઞાની પુરૂષ ખરેખર મૃત્યુંજયી જ હોય છે. કદાચ પ્રશ્ન થશેઃ— "ત્યારે તેઓ દેહ શા માટે છોડી દે છે ?"

મિત્રો ! પંચભૌતિક જડ શરીર પર અજ્ઞાની જ આસકત થાય છે. તેને જ દેહનો મોહ થાય છે. આત્માનુસંધાન થયા પછી દેહ બંધનરૂપ લાગે છે. આત્મજ્ઞાની મહાત્મા તો હરહંમેશ જાણે છે કેઃ—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

અર્થાત્ જેવી રીતે મનુષ્યો પોતાનાં જૂનાં કપડાં છોડી દઈ નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેવી રીતે જ આત્મા એક જૂનો દેહ છોડી બીજો નવીન દેહ ધારણ કરે છે.

તેથી જ તેમને શરીરમોહ થતો નથી. તેમને એમ લાગે છે કે પોતાનું કાર્ય પૂર્ણ થવા આવ્યું છે. ત્યારે સંપૂર્ણ આનંદપૂર્વક તેઓ દેહત્યાગનો સંકલ્પ લઇ લે છે. પોતાનું કાર્ય પૂર્ણ થતાં જ તેઓને દેહ બંધનરૂપ અને

જલદીથી ત્યાગ કરવા યોગ્ય લાગે છે. કારણુ તેઓ તો પ્રત્યેક પળે અનુભવી રહ્યા છે કે, તેઓ પોતે આ શરીર મનથી પર આત્મા છે.

## આત્મજ્ઞાનથી જ અનંત જ્ઞાનની પ્રાપ્તિ.

બંધુઓ ! અનંત જ્ઞાનની પ્રાપ્તિ માટે પણુ ઉપનિષદો એ જ પોકાર કરી રહ્યાં છે.

'तदेव विज्ञानथ यस्मिन् विज्ञाते सर्वमिदं विज्ञातं मवति ॥"

તે આત્માને જ ઓળખો. તેના અનુભવથી સમસ્ત સૃષ્ટિનું જ્ઞાન થઇ શકશે.

જગતમાં કરોડો પ્રકારના પદાર્થો અસ્તિત્વ ધરાવે છે. એક પછી એક તે દરેક વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવા જતાં એક તો શું, પણુ લાખો જન્મ ઓછા પડે એમ છે. એકેએક પદાર્થ એટલા જ્ઞાન અને રહસ્યથી ભરેલો છે કે વર્ષો સુધી અભ્યાસ કરવા છતાં તેને વિષે સંપૂર્ણ સમાધાનકારક જ્ઞાન પ્રાપ્ત થઇ શકે તેમ નથી.

હવે જ્ઞાન પણુ બે પ્રકારનાં હોય છે. પરા અને અપરા. તે બંને વિદ્યાઓ સાધ્ય કરવી જોઇએ. અપરા વિદ્યા શાળા, કોલેજો, પુસ્તકો ઇ. દ્વારા પ્રાપ્ત કરી શકાય છે. પરન્તુ પરા જ્ઞાનની પ્રાપ્તિ એ રીતે થઇ શકે નહિ. તે કદી પણ સંભવિત નથી. તેને માટે બહિર્મુખ મટી અંતર્મુખ થવું પડે છે.

"यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ॥"

અર્થાત્ જ્યાંથી મનની સાથે વાણી પણુ વસ્તુને નહિ પામતાં પાછી પડે છે, પરા જ્ઞાનની પ્રાપ્તિ માટે ત્યાં સુધી

જવું પડે છે. સર્વજ્ઞાનના મૂળરૂપ આત્માને જાણ્યા વગર બહારનાં સાધનો દ્વારા કરવામાં આવેલ પ્રયત્નોથી કંઇ જ પત્તો ખાય એમ નથી. એક જ માટીમાંથી જાતજાતનાં રમકડાં, ઘડા વિ. કેટલીયે વસ્તુઓ બને છે. તે દરેકને એક પછી એક લઇને તેના ગુણ ધર્મો જાણવા બેસતાં કેટલો વખત લાગે? કેટલું મુશ્કેલ પડે? પરંતુ બીજી રીતે જોતાં તે દરેક જેનાં બનેલાં છે તે મૂળ પદાર્થ—માટીના જ ગુણધર્મ જાણતાં તેમાંથી ઉત્પન્ન થયેલ દરેક પદાર્થના ગુણધર્મ આપોઆપ સમજાઇ જાય છે.

મિત્રો! તેમ જ આત્મા સમસ્ત સૃષ્ટિનું મૂળતત્વ છે. એ આત્માથી જ સર્વ જગત ઉત્પન્ન થયું છે. તેથી જ ઉપનિષદ કહે છે કે તે મૂળતત્વ આત્માને જાણો. તેથી બાકીનું બધું જાણવાનું આપોઆપ અનુભવાશે. માટેજ પ્રાચીન ભારતવર્ષમાં બાળક બાળિકાઓને ધર્મજ્ઞાન પ્રથમ આપવામાં આવતું. રાણી મદાલસા પોતાના પુત્રોને હાલરડામાં પણ આત્મજ્ઞાનથી ભરપૂર મહામંત્રો જ સંભળાવતી. તે શું ગાતી તે ખબર છે? "तत्त्वमसि तत्त्वमसि॥" તે હાલરડાંની અસર પોઢેલાં બાળકો પર ચમત્કારિક થઇ. અતિ બાલ્યકાળમાં તે બધાં મહા વૈરાગ્યવાન અને વિવેકી બની ગયાં. આજે તો એ મહામૂલા મંત્રો થોડાક સાધુસંતો અને પંડિતો માટે અનામત રાખ્યા છે. આપણે એમ જ ધારી લીધું છે કે તે સંસારીને માટે નથી. એવા ગહન અને જટિલ વિષયનું સમાધાન તો સાધુ અને પંડિત જ કરવા સમર્થ છે. પણ એ ધારણા બિલકુલ પાયા વગરની અને અસ્વીકાર્ય છે. ધાર્મિક વિષય તો

કઠીન અને ઝઘડાઓથી ભરેલો છે એમ સમજીને વિશ્વ-વિદ્યાલયોમાં તેને કંઇ મહત્વનું સ્થાન આપવામાં આવ્યું નથી. એ વિચારસરણીને અને બુદ્ધિને ધિક્કાર સિવાય બીજું શું આપી શકાય? પ્રાચીન હિંદના વિશ્વવિદ્યાલયોમાં ધર્મજ્ઞાનની સાથે સાથે વ્યવહારૂ જ્ઞાન પણ આપવામાં આવતું હતું. એની સાક્ષી આજ અનેક પુસ્તકો પૂરી રહ્યાં છે. તેનાં પરિણામો પણ સુંદર જ આવેલાં છે. તે સમયના રાજામહારાજાઓ પણ રાજકાર્ય અને રાજનીતિ સાથે આત્મજ્ઞાનના વિચાર અને ચર્ચા કરતાં હતાં. એટલું જ નહિ, વેદાંતના કેટલાય મંત્રો રાજાઓએ જ રચેલાં છે. તે સમયનો સમાજ અને રાષ્ટ્ર ધાર્મિક જ્ઞાનના પાયા ઉપર જ અવલંબિત હતો. પાશ્ચાત્ય જડવાદી સભ્યતા અને સંસ્કૃતિના સંપર્કમાં આવીને જ આજ આપણે માની લીધું કે આત્મ-જ્ઞાનની વાતો તો મંદિરમાં જનાર થોડા ભક્તો અને વિરક્ત સાધુઓ માટે જ છે. સંસારમાં–એટલે કે સમા-જમાં–જેને કામ કરવું છે, તેમને માટે આ જ્ઞાન નથી. આ પ્રકારની ભ્રાન્ત બુદ્ધિ જેટલી વહેલી ચાલી જાય એટલું જ વધુ ઉત્તમ. જ્યારે તેમ થશે ત્યારે આપણે જોઇ શકીશું કે એક સામાન્ય ખેડુત, જમીનદાર, વિદ્યાર્થી, વેપારી અને ઘરમાં કામ કરતી ગૃહિણી, તમામ પોત-પોતાની વૃત્તિ અને પ્રવૃત્તિની સાથે સાથે જ આત્મજ્ઞાનના ગહન વિચાર કરતાં હશે. ત્યારે તેઓ ધર્મ અને કર્મના ભેદ ભૂલી મહાન કર્મવીર બની ગયાં હશે. મિત્રો! યાદ રાખજો કે હિન્દ જ્યારે પોતાના આત્માને પિછાનશે ત્યારે જ તે પોતાના પગ પર સ્થિર થઈ ટકી રહેવા સમર્થ બનશે.

## આત્મજ્ઞાનથીજ અનંત આનંદની પ્રાપ્તિ.

હવે આવે છે અનંત આનંદની વાત. તે પરત્વે પણ આપણું આજનું દૃષ્ટિબિન્દુ જાણી લેવું પડશે.

સુખ અને દુઃખ એક જ સિક્કાના બે પાસા છે. ગમતી બાજુ પકડવા જતાં બીજી પણ આપોઆપ હાથમાં આવી જવાથી સુખને છોડી દુઃખ કે દુઃખને છોડી સુખ કદાપિ પ્રાપ્ત થઇ શકશે જ નહિ. શાસ્ત્ર એ જ કહે છે:—

"चक्रवत परिवर्तन्ते सुखानि च दुःखानि च ॥"

ગાડીનાં ચક્રપ્રમાણે સુખ અને દુઃખ એક બીજાની પાછળ અવરજવર કરે છે. એ જ સંસારનો અટલ નિયમ છે.

મિત્રો! કદાચ તમને પ્રશ્ન થશે. ત્યારે શું અખંડ સુખ આપણને મળવાનું જ નથી? શાસ્ત્રો તેના જવાબમાં કહે છે, અનંત સુખની પ્રાપ્તિ થવાની સંભાવના તો છે જ; પરંતુ, તે માટે જનસમુદાય જે માર્ગ ગ્રહણ કરે છે તે ખોટો છે. તે માટે તો તદ્દન નિરાળો માર્ગ ગ્રહણ કરવો જોઇએ.

અત્યાર સુધી બહિર્મુખ ઇંદ્રિયો દ્વારા વિષયભોગજનિત સુખ પ્રાપ્તિના પ્રયત્નો કર્યા. પરંતુ તે સર્વ વિષય નશ્વર હોવાથી તે દ્વારા મળેલ સુખ પણ તેવું જ નીવડ્યું. "रसो वै सः" એટલે તે આત્મા આનંદસ્વરૂપ જ છે. તે તમારી અંદર જ છે. તેને જ તમે પ્રાપ્ત કરો. અખંડ આનંદ તમને ત્યારેજ મળશે.

" नान्यः पंथाः विद्यते अयनाय "

એ સિવાય બીજો એક પણ માર્ગ તેને માટે નથી. સાંભળો વેદ પણ એ જ કહે છે.

परांचि खानि व्यतृणत् स्वयंभूः ।
तस्मात् परां पश्यति नान्तरात्मन ॥
कश्चिद् धीरः प्रत्यगात्मानमैक्षत ।
आवृत्तचक्षुः अमृतत्वमिच्छन ॥

પરમેશ્વરે ઇન્દ્રિયોને બહિર્મુખી બનાવીને સૃષ્ટિસર્જન કર્યું છે. તેથી જ જીવ બહિર્વિષયો પર આકર્ષાય છે; અને પોતાની અંદર જ રહેલ આત્માને જોઇ કે અનુભવી શકતો નથી. તોપણ ધીર વિવેકી વ્યકિતઓ અંતર્મુખ થઇ તે આત્માના દર્શન કરી શકે છે. આ અનુભવ પછી સમાધાન થાય છે કે સાચી શાંતિ અને સુખની ચાવી આત્મજ્ઞાન જ છે. આ દુનિયામાં તે જ ચતુર અને વિવેકી છે, કે જેણે તે મહાધ્યેયરૂપ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી માનવજન્મ સફળ કર્યો છે, અથવા તો તે માટે કટિબદ્ધ થયો છે. જો વિદ્વાનની વિદ્યા, ધનવાનનું ધન, સ્વરૂપવાનનું સ્વરૂપ, યશસ્વીનો યશ અને ઉદ્યમીનો પુરુષાર્થ આત્મજ્ઞાનમાં મદદરૂપ ન થઇ શકે તો તે સર્વને ઘૃણાસ્પદ જ ગણાવાં જોઇએ. કારણકે તે વસ્તુઓ પરમકૃપાળુ પ્રભુએ આશિર્વાદરૂપે જ આપી છે, પરંતુ તેમનો ઉપયોગ પ્રભુસેવામાં થયો નથી. એવા પોતાને બુદ્ધિમાન અને વિદ્વાન કહેવડાવનાર આત્મજ્ઞાન વિહોણા ખોટા મહાપુરુષોથી તો આજે સંસાર સભર ભર્યો છે. એક સામાન્ય લુંટારા કરતાં પણ આવા પ્રકારના મહાપુરુષો વધુ ભયંકર વિશ્વાસઘાતી છે. આજે આપણી સભ્યતા અને સંસ્કૃતિની લગામ એવા નાસ્તિક વિશ્વાસઘાતીઓના હાથમાં આવી ગઇ છે. તેઓ જ

આજે સમાજના મોવડી, વાલી અને શાસક બનીને બેઠા છે. તેઓ જ આજ દરેક ક્ષેત્રમાં રાજ્ય કરી રહ્યા છે. તેના જ પરિણામે સમસ્ત સંસાર નર્કથી પણ વધુ ભયંકર પાપસ્થાન બની બેઠો છે. લડાઇ પછી લડાઇ અને સંગ્રામ પછી સંગ્રામ થવા લાગ્યા છે, તોપણ આ પાપોનું પ્રાયશ્ચિત હજુ પૂરૂં નથી થયું. પ્રભો ! એ મિત્રવેશધારી શત્રુઓથી તારા સંસારને બચાવ.

"God save us from those friends."

## આત્મજ્ઞાનની પ્રાપ્તિનો ઉપાય.

હવે એ પ્રશ્ન થાય છે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટેનો ઉપાય કયો ? કંઇ રીતે આપણે તેને પ્રાપ્ત કરી શકીએ ?

મિત્રો ! અર્જુને પણ આ જ મહાપ્રશ્ન શ્રી કૃષ્ણને પુછયો હતો. એના જવાબમાં શ્રી કૃષ્ણે કહ્યું હતું કેઃ—

"श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥"

શ્રદ્ધાળુ, જીતેન્દ્રિય અને તત્પરતાવાળો પુરૂષ જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. અને તે જ્ઞાનની પ્રાપ્તિ થતાં જ પરમ શાન્તિની પ્રાપ્તિ પણ થઇ જાય છે. એ શ્લોકમાં જ્ઞાનપ્રાપ્તિનાં ત્રણ સાધનો જણાવ્યાં છે. શ્રદ્ધા, તત્પરતા અને સયંમ. હવે ટુંકમાં એ ત્રણે ઉપર થોડું વિચારી લઈએ.

**શ્રદ્ધા—શ્રદ્ધા.** આત્મજ્ઞાનની પ્રાપ્તિનું સર્વ પ્રથમ સાધન એ જ છે. મનુષ્યજીવનને ઉન્નત અને મહાન બનાવવા માટે શ્રદ્ધા જેવો મહત્વપૂર્ણ અને અનિવાર્ય

બીજો એક પણ ગુણ નથી. હિન્દુ સંસ્કૃતિ સિવાય બીજી એક પણ સંસ્કૃતિમાં, "શ્રદ્ધા" જેવો શબ્દ પણ શોધ્યો જડતો નથી. અંગ્રેજીમાં તો તેનો તરજુમો પણ બરાબર થઇ શકતો નથી.

"Reverence,' "Faith" વિ. શબ્દોથીજ ચલાવી લેવું પડે છે. પરંતુ તેની પાછળ જે ભાવ છે તે સ્પષ્ટ થતો નથી. મિત્રો ! હવે પ્રશ્ન છે કે એ શ્રદ્ધા તે શું છે? તેનું સ્વરૂપ કયું હોઇ શકે ?

ગુરુ તથા શાસ્ત્રકારનાં વાકય ઉપર અખૂટ વિશ્વાસ તે જ શ્રદ્ધા. એક વસ્તુને પરમ સત્ય તરીકે માની લીધા પછી પ્રબળ ભાવનાવેગ મનમાં ઉત્પન્ન થાય છે, તે જ શ્રદ્ધા. પ્રાચીન આર્ય જાતિમાં એ શ્રદ્ધાધન સભર ભર્યું હતું. રાજાપ્રજા, ધનવાનનિર્ધન, પિતાપુત્ર, પતિપત્ની, ભાઇભાઇ અને ગુરુશિષ્યના પરસ્પરના સંબંધમાં વિપુલ શ્રદ્ધા હતી. તે સમયે સર્વપ્રથમ શિક્ષણ અપાતું શ્રદ્ધાનું. સમિત્પાણી થઇને જ વિદ્યાર્થીને ગુરુ સન્મુખ હાજર થવું પડતું. હિન્દુશાસ્ત્રમાં સાફ સાફ નિર્દેશ કરવામાં આવ્યો છે કે, શ્રદ્ધાળુને શાસ્ત્રજ્ઞાન અથવા ઉપદેશ આપવો એ જ કર્તવ્ય છે; અશ્રદ્ધાળુને ઉપદેશ એ અકર્તવ્ય છે. ગીતાજી કહે છે:

"इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥"

જે તપ યા સંયમ રાખી શકતો નથી, જે ભકિત અને જિજ્ઞાસા વગરનો છે, જે મારી નિન્દા કરે છે, તેને આ જ્ઞાન કદાપી ન કહેશો.

આજકાલ આ બાબત ઉપર બચપણથી જે લક્ષ આપવામાં આવવું જોઇએ તે અપાતું નથી. તેને પરિણામે હાલના ધોરણ પ્રમાણે સુશિક્ષિત અને વિદ્વાન કહી શકાય એવાં મનુષ્યોમાં પણ સ્વચ્છંદતા અને અવિનય જોવામાં આવે છે.

" विद्या विनयं ददाति "

આ મહાન નીતિવાકય આજે ઊલટું જ ભાસે છે. સુશિક્ષિત કુટુંબોમાં પણ આજે શ્રદ્ધા અને પ્રીતિના ભાવ ઓસરતા જોવામાં આવે છે. કોણ જાણે કઇ ભૂમિમાં એ અદૃશ્ય થતા લાગે છે. સ્વામી વિવેકાનંદે એક વખત કહ્યું હતું:—"જન્મભૂમિ હિંદુસ્તાન પરતંત્ર છે તે દુઃખ તો છે જ, પરંતુ તેના કરતાં પણ વધારે દુઃખ આજે આપણામાં શ્રદ્ધા નથી તેનું થાય છે. એ શ્રદ્ધા આવે તો ભારતવર્ષ કાલે જ સ્વતંત્ર બને ! આજે નથી શ્રદ્ધા દેશનેતાઓ ઉપર કે નથી કોઇ ઉમદા સદ્ગુણો ઉપર. દેશ પરતંત્ર પણ તેથી જ છે."

બંધુઓ ! શ્રદ્ધા એ તો એક રસાયણ જેવી વસ્તુ છે. કથીરને સુવર્ણ કરવાની તેનામાં તાકાત છે. શ્રદ્ધાના ઉદય પછી મનુષ્યનું જીવન અને દૃષ્ટિ પલટાઇ જાય છે. નિર્દય લુંટારો રત્નાકર, મહામુનિ નારદના સંસ્પર્શે શ્રદ્ધા પામ્યો, અને તે શ્રદ્ધા વડે તેનું જીવન મહાન બની ગયું. ચૈતન્યમહાપ્રભુના બન્ને શિષ્ય જગાઇ અને માધાઈનાં જીવન પણ એમ જ પરિવર્તન પામ્યા હતા. તેથી જ દેશનું સાચું કલ્યાણ કરવું હોય તો દેશમાં શ્રદ્ધાનું વાતાવરણ ઉત્પન્ન કરો. અમારા પૂજ્ય ગુરુજી સ્વામી શ્રી પ્રણવાનંદજી પણ એ જ ઉપદેશ આપતા ઘણી વખત

કહેતાઃ—"હું જ્યાં જ્યાં જઇશ ત્યાંત્યાં શ્રદ્ધાનું વાતાવરણ ફેલાવીશ. સ્વદેશ હિતમાં મારૂં પ્રથમ કર્તવ્ય એ જ હશે" તેઓશ્રીના પ્રતિભાશાળી વ્યક્તિત્વ આગળ અશ્રદ્ધાળુ શ્રદ્ધાવાન બનતાં હતા. હજારો ઉચ્છૃંખલ અને નાસ્તિક તેઓશ્રીના સંપર્ક અને સંસ્પર્શથી આદર્શ ભક્ત અને પરમ શ્રદ્ધાળુ શિષ્ય બની જતા હતા. મહાભયંકર અને વિચિત્ર સ્વભાવની વ્યક્તિઓ પાસેથી કામ લેવું એ તેઓશ્રીને મહાન આનંદ હતો. અનેક વખત તેઓશ્રી કહેતાઃ—" હું માટીમાં પણ શકિત સંચારીશ, અને તેની પાસે મારાં મહાન કાર્યો કરાવીશ." કેવી શ્રદ્ધા !

બંધુઓ ! શરૂઆતમા મેં કહેલું કે જ્ઞાન મૂળથી જ મનુષ્યમાં રહેલું છે. જેમ સૂર્યનો મહાપ્રકાશ વાદળથી ઢંકાય તેમ તે જ્ઞાનપ્રકાશ અજ્ઞાનાવરણથી ઢંકાયેલો છે. પરંતુ શ્રદ્ધાના ઉદયની સાથે જ એ સ્વપ્રકાશ આત્મજ્યોત ધીમેધીમે દૃષ્ટિગોચર થાય છે. તેમાં બહિર્વિદ્યા કે સહાયતા કંઇપણ મદદ કરી શકતાં નથી. માત્ર શ્રદ્ધા, તત્પરતા અને સંયમ જ તે માટે પૂરતાં છે. તેથી જ આપણી પ્રાચિન શિક્ષણપ્રણાલીમાં પુસ્તકીયા જ્ઞાનને લક્ષમાં ન લેતાં શ્રદ્ધા અને ચારિત્ર્ય ઉપર વધુ ભાર મુકવામાં આવતું હતું. ઉપનિષદોમાં એના દૃષ્ટાંતો મોજૂદ છે. તે સમયે વિદ્યાર્થીઓ હવન દ્વારા જ્યારે અગ્નિની ઉપાસના કરતા, ત્યારે અગ્નિ ગુરુસ્વરૂપે પ્રત્યક્ષ ઉપદેશ આપતો. વળી બીજું એક દૃષ્ટાંત છે. ગુરુની ગાયો ચરાવતાં વિદ્યાર્થીઓને વનમાં જ ગાયો બ્રહ્મજ્ઞાનનાં મહામૂલાં ઉપદેશ આપે છે.

મિત્રો ! આ સર્વ દૃષ્ટાંતોનું તત્વ એ જ છે કેઃ

જ્યારે શ્રદ્ધાવાન વિદ્યાર્થી વિશ્વરૂપી મહાપુસ્તક તરફ દષ્ટિ નાંખે છે, ત્યારે પ્રત્યેક વસ્તુ તેને કાંઈને કાંઇ ઉપદેશ આપતી જ દેખાય છે. સર આઇઝેક ન્યુટનની બાબતમાં પણ એમજ બન્યું છે ને? બાર વર્ષની ઉમ્મરે વૃક્ષની નીચે આરામ લેતાં તેની સામે ઉપરથી એક ફળ નીચે પડયું. બસ, ફળના પડવાની સાથે જ એક મહાગંભીર પ્રશ્ન તેની સમક્ષ ખડો થયો. ફળ ચારે બાજુ અવકાશ હોવા છતાં નીચે કેમ પડયું? એ પ્રશ્નના શ્રદ્ધાપૂર્ણ અભ્યાસે તેણે જગતને ગુરુત્વાકર્ષણનો નિયમ આપ્યો. બીજો એવોજ એક શ્રદ્ધાવાન વિદ્યાર્થી વીજળીની શકિત શોધીને જગતને એક નવું આશ્ચર્ય આપતું ગયો. કોઈપણ નવા તત્વનો આવિષ્કાર માત્ર પુસ્તકોથી થતો નથી. એ મળે છે વિચાર, શ્રદ્ધા, અને નિરિક્ષણ શકિતથી. માત્ર ધાર્મિક કે અધ્યાત્મિક જ્ઞાન પરત્વે જ નહિ પરંતુ દરેક પ્રકારના જ્ઞાન માટે શ્રદ્ધા જ સર્વ પ્રથમ જરૂરી છે. મહાકવિ રવીન્દ્રનાથ કે વર્ડઝવર્થ, સર જગદીશ બોઝ કે સર રમણ, દેશભકત જવાહર કે દેશગૌરવ સુભાષ દરેક મહાવ્યક્તિઓની વિશિષ્ટ પ્રતિભા અને શક્તિનું મૂળ એક શ્રદ્ધામાં જ છે. તેથી આજે જ નિશ્ચય કરો શ્રદ્ધાવાન બનવાનો. ગુલામી અને બંધનમાં નાંખનાર વિદ્યાનું મિથ્યાભિમાન અને નશ્વર ધનનો મોહ છોડી પરાજ્ઞાનની પ્રાપ્તિ માટે, આજથી જ શ્રદ્ધાના પાઠ ફરી શીખવા શરૂ કરો. આપણે એ ભૂલવું તો ન જ જોઇએ કે જ્ઞાન જેમ અભ્યાસ અને ચર્ચાથી વધે છે, તેમજ શ્રદ્ધા પણ સત્સંગ અને અભ્યાસથી વધે છે. શ્રદ્ધાભકિત વધારવા માટે જ ગુરુ દત્તાત્રેયને ચોવીસ

ગુરુ કરવા પડેલા. તેઓએ માટી, જળ, પંખી, ચોર અને ગણિકા જેવાં પાસેથી પણ અવનવું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

મિત્રો ! હિંદુશાસ્ત્ર કહે છે:–"सर्वं खल्विदं ब्रह्म" સંસાર સર્વ બ્રહ્મમય જ છે. વળી કોઈને પ્રશ્ન થશે:– "બધું બ્રહ્મમય છે તો તેનો અનુભવ અને પરિચય કેમ થતો નથી ? બધું બ્રહ્મમય છે તો જગતમાં ભેદભાવ કેમ દેખાય છે ? કોઇ નાનું, કોઇ મોટું, કોઇ સુંદર, કોઈ કુરૂપ, કોઇ સારૂં, કોઇ ખોટું આમ કેમ ?" મિત્રો ! તેનું કારણ માત્ર એક જ છે. આપણી દૃષ્ટિ શુદ્ધ અને પવિત્ર નથી તે દૃષ્ટિને લીધે જ દરેકને એકરૂપ જોવાની શ્રદ્ધા જાગી નથી. શ્રદ્ધાથીજ દૃષ્ટિબિન્દુનું શોધન થઇ શકે એમ છે. અશ્રદ્ધાળુને જે જમીન માત્ર એક જડ પદાર્થ લાગે છે, તે જ જમીન શ્રદ્ધાળુની દૃષ્ટિને ધરિત્રીદેવી સ્વરૂપે દર્શન દે છે. એ તેને મન પૂજ્ય છે. તુલસીને એક સામાન્ય ઝાડ સમજે છે, ત્યારે બીજો નારાયણ સ્વરૂપે તેનું પૂજન કરે છે. તેવી જ રીતે અશ્રદ્ધાળુને ગંગા મામૂલી નદી લાગે છે. ત્યારે શ્રદ્ધાળુને તે જ ગંગા પતિતપાવની લોક-માતા લાગે છે. કામકલુષિત દૃષ્ટિને સ્ત્રી ભોગની સામગ્રી લાગે છે. ત્યારે શ્રદ્ધાવાનની પવિત્ર દૃષ્ટિએ જગજ્જનની દેવી લાગે છે. તેવી જ રીતે ધન એક દૃષ્ટિએ નરકનું દ્વાર લાગે છે. ત્યારે બીજી દૃષ્ટિએ જોતાં લક્ષ્મીદેવી લાગે છે. અશ્રદ્ધાળુ સંતાનને માતાપિતા મામૂલી મનુષ્યો લાગે છે અને શ્રદ્ધાળુ સંતાનને સાક્ષાત્ ભગવાન અને ભગવતી લાગે છે.

વહાલા બંધુઓ ! શ્રદ્ધારૂપી સ્પર્શમણીથી પહેલાં

દષ્ટિનું શોધન કરો અને પછી જુઓ આખી દુનિયા બ્રહ્મમય છે કે નહિ? "सर्वं खल्विदं ब्रह्म" આ મહાવાકયનું તાત્પર્ય શું છે તેનો પત્તો બરાબર ત્યારે જ લાગશે. તેથી જ હું વારંવાર પુનરાવર્તનનો દોષ વહોરી પણ કહું છું કે શ્રદ્ધા, શ્રદ્ધા, શ્રદ્ધા. પ્રાતઃકાળમાં ઊઠતાં જ એ મહામંત્રનું ધ્યાન ધરો. શ્રદ્ધાદષ્ટિ સહિત ઘરની બહાર નીકળો. જે કાંઇ જોવું, ખાવું, પીવું, સમજવું, લેવું, દેવું—ટૂંકમાં તમામ જીવનવ્યવહાર શ્રદ્ધા સહિત કરો. ઘરનાં બાળકોને સૌથી પહેલા શ્રદ્ધાળુ બનાવો. કોલેજમાં અને શાળાઓમાં દરેક વિદ્યાર્થીને શ્રદ્ધાનો પાઠ સૌથી પહેલા શીખવો. ઘરનું વાતાવરણ તદ્દન શ્રદ્ધામય બનાવો અને પરમાત્માની પાસે પ્રાર્થના કરોઃ—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः॥ भद्रं पश्येमाक्षभिर्यजत्राः॥
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिः॥ व्यशेम देवहितं यदायुः॥

અર્થાત્ અમારા કાન શુભ શબ્દ શ્રવણ કરે, અમારી આંખ શુભ રૂપ દર્શન કરે, દેહને સ્થિર રાખી અમે સ્તુતિ પાઠ કરીએ અને તેમ કરીને દેવતાઓનું જેવું આયુષ્ય પ્રાપ્ત કરીએ.

## તત્પરતા.

આધ્યાત્મિક ક્ષેત્રમાં શ્રદ્ધા પછી બીજું સાધન આવે છે તત્પરતાનું. શ્રદ્ધા દ્વારા સાધકના દિલમાં જ્યારે આત્મ-જ્ઞાન અથવા પ્રભુપ્રાપ્તિ પ્રત્યે વિશ્વાસ જાગે છે અને નિશ્ચય દઢ બને છે, ત્યારે જે બીજું પગલું ભરવું પડે છે, તે—ધ્યેય માટે જે નિષ્ઠા, પ્રેમ અને તત્પરતા વધારવાનું

રહે છે તે જ. જેમ બને તેમ જલદી ધ્યેયને પ્રાપ્ત કરવા પુનઃ પુનઃ પ્રયત્ન કરવોજ ઘટે છે. ધારો કે કોઇને એ નિશ્ચય દ્રઢ થઇ ગયો કે ભગવાન કે આત્મા છે. એને પ્રાપ્ત કરવો એ જ તેના જીવનનું પરમ ધ્યેય છે. પરંતુ જયાંસુધી તેનાં હૃદયમાં તે ધ્યેય ઉપર ઉત્કટ પ્રેમ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી શ્રદ્ધા અને વિશ્વાસથી કામ પતશે નહિ. માત્ર શ્રદ્ધા (તત્પરતા અને સંયમરહિત શ્રદ્ધા) ધરાવનાર માનવીઓની સંખ્યા આજના સંસારમાં કમ નથી. આજના નાસ્તિક જમાનામાં પણ લાખો અને કરોડોની સંખ્યામાં મનુષ્યો મંદિરે જાય છે. નિયમિત પૂજાપાઠ અને જપ ધ્યાન કરનારા પણ છે. એ બધાં જ આસ્તિક છે, શ્રદ્ધાવાન છે, એમાં જરાય શંકાને સ્થાન નથી. પ્રશ્ન માત્ર એ જ છે કે આટલાં શ્રદ્ધાળુ અને આસ્તિક માનવોમાં આજે સાચા અનુભવનો અભાવ કેમ? તેનો જવાબ એ જ છે કેઃ—તેમનામાં શ્રદ્ધાની સાથે તત્પરતા અને સંયમ નથી. તત્પરતા, નિષ્ઠા અને સંયમ ધાર્મિક જીવનનું આવશ્યક અને અનિવાર્ય અંગ છે.

વળી કેટલાક શ્રદ્ધાળુઓ તો તેમની પૂજાની ઓરડામાં એકને બદલે દસ દસ દેવોની મૂર્તિઓ સ્થાપે છે. જાણે રખેને કોઇ દેવને રીસ ચઢે! એક દેવની પૂજાથી જેટલી શક્તિ અને આશીર્વાદ મળે દશ દેવોની પૂજાથી તેથી દશ ગણું મળે જ ને? મિત્રો! શ્રદ્ધા અને ઉદારતાની દ્રષ્ટિએ જોતાં એ ઠીક છે. કદાચ આ પ્રકારનો દેવમય ભાવ શરુઆતમાં આવી જાય એ અસંભવિત નથી. નાસ્તિક ભાવ કરતાં તો એ ઠીક જ છે. પરંતુ આત્માનો પ્રત્યક્ષ અનુભવ

કરવા માટે એ માર્ગ નથી. પરમાત્માના અનેક ભાવો પૈકી જે ભાવ આપણને વધારે પ્રિય લાગે તે ભાવસ્વરૂપ પછી રામનું હો કે વિષ્ણુનું તે જ આપણો ઇષ્ટ દેવ. તેનું જ ધ્યાન પૂજન અને જપ કરવાં જોઇએ. એ સ્વરૂપને પામવા માટે યોગસાધના પણ એનો જ હોય. ધીમે ધીમે નિયમિત અભ્યાસથી એ ભાવ ઉપર અનુરાગ ઉત્પન્ન થશે અને પરિણામે તત્પરતા કેળવાશે. સ્વામી રામદાસે અને ભક્ત તુલસીદાસે એવી જ રીતે પોતાના ઇષ્ટ દેવનું દર્શન કરેલું. પરમભકત નરસિંહે અને મીરાંએ શ્રી કૃષ્ણની અને શ્રી રામકૃષ્ણ પરમહંસે કાલીમાતાની પ્રાપ્તિ પરમ નિષ્ઠાથી જ કરી હતી. ભકત પ્રહ્‌લાદ અને હનુમાન તો નિષ્ઠાની સાક્ષાત્ મૂર્તિ જ હતા. શ્રી હનુમાનજી કહેતાઃ—

"श्रीनाथे जानकीनाथे अभेदः परमात्मनि ।
तथापि मम सर्वस्वः रामः कमललोचनः ॥ "

અર્થાત્ "પરમાત્મસ્વરૂપે રામ અને કૃષ્ણ જુદા નથી તો પણ કમળલોચન રામ જ મારૂં હૃદયનું સર્વસ્વ છે." પ્રત્યેક સાધકના હૃદયમાં પોતાના ઇષ્ટ અને બીજા દેવતાઓ પરત્વે એમજ થવું જોઇએ. દરેક મૂર્તિ અને સ્વરૂપમાં મારા પ્રિય પ્રભુ જ બિરાજે છે, તોપણ મારી ધ્યેય મૂર્તિ જ મારે માટે તો કલ્યાણકર છે. દરેક મંદિરમાં જાઓ, દરેક દેવને નમસ્કાર કરો અને સાથે સાથે સંપૂર્ણ પરમાત્માભાવ ન મેળવો ત્યાંસુધી એક ઉપર જ દૃઢ નિષ્ઠા અને પ્રેમ રહેવા દો.

મિત્રો નિષ્ઠારહિત માનવો માટે આ ઉપદેશ અત્યંત

જરૂરી છે. પરંતુ બીજી બાજુ જોતાં તે જ નિષ્ઠાનું વિકૃત સ્વરૂપ પણ આજે જોવામાં આવે છે. નિષ્ઠાના ઉમદા નામે સામ્પ્રદાયિક સંકુચિત ભાવો ફેલાવા લાગ્યા છે. એક ધ્યેય અને નિષ્ઠાને નામે પોતાનું મંદિર મૂકી બીજી જગ્યાએ જવું, પોતાના ઇષ્ટને છોડી બીજાને પગે લાગવું, પોતાના ઉત્સવ છોડી બીજાના પાળવા, પોતાના દેવને છોડી બીજાના દેવનું નામ લેવું, પોતાના ધર્માચાર્ય સિવાય બીજાનો ઉપદેશ સાંભળવો એ બધું અન્યાય, મહા અન્યાય અને પાપ માનવામાં આવે છે. આ રીતે વાડાબંધી કરીને રહેવામાં જ સાચો ધર્મ અને સાધના સમજાવા લાગ્યાં છે. મિત્રો ! આ પ્રકારના જ્ઞાનને ઘોર અજ્ઞાન જ કહેવાય. એ ઉપદેશ આપનાર આચાર્યો તો અજ્ઞાની, મૂર્ખ, પાપી અને ઢોંગી જ કહેવાય. એવા કહેવાતા એકનિષ્ઠ માણસ કરતાં તો સર્વ દેવને નમન કરનાર ભોળાં માણસ વધુ સારાં છે. કારણ કે એમની એ સ્થિતિ માત્ર સત્યજ્ઞાનના અભાવે જ હોય છે. તેમનામાં સુધારો લાવી શકાય. પરંતુ પેલાં બીજા પ્રકારના માનવો ભયંકર અને જ્ઞાનપાપી છે. તેમનું સંશોધન થવું વધુ મુશ્કેલ છે. સામ્પ્રદાયિક બુદ્ધિને લીધે ઉમદા વિચાર-શક્તિને સ્થાને અંધશ્રદ્ધા પ્રગટે છે. બીજાને સમજવાની વિશાળતા અને ઉદારતા ચાલી જાય છે. એ સાંપ્રદાયિક સંકુચિતતાં કદાપિ ઇચ્છનીય નથી જ. અશ્રદ્ધાળુ નાસ્તિક વર્ગથી દેશ અને જાતિનું જેટલું નુકશાન થાય છે, તેથી અનેક ગણું વધારે નુકસાન આસ્તિક છતાં સાંપ્રદાયિક વર્ગથી થાય છે.

જેમ ઇષ્ટમૂર્તિમાં તેમજ સાધનપદ્ધતિમાં અને ગુરુમાં પણ

નિષ્ઠા રાખવી જોઇએ. સાથે સાથે એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે સાંપ્રદાયિક ન બની જવાય. માનસિક ઉદારતા, શ્રદ્ધા, નિષ્ઠા અને ભક્તિ જ સ્વીકાર્ય રહેવી જોઇએ. શરૂઆતમાં શિષ્યની નિષ્ઠાને કેળવવા અને સ્થિર કરવા સદ્ગુરુને થોડાક કઠોર અને સખત પણ કોક વખતે બનવું પડે છે. પરંતુ તેમનું અંતિમ લક્ષ સમદર્શીત્વ અને ઉદારતા તરફ જ હોય છે, જો કે એ બાબત ગુરુની કૃતિ અને શિક્ષણ ઉપર આધાર રાખે છે.

બંધુઓ! આ જમાનો સંપ્રદાય અને વાડા રચવાનો નથી. તેમની તો હવે મૃત્યુનોબત વાગી રહી છે. તે ન સમજતાં જે આત્મજ્ઞાનના ઉદ્દાર નામે પોતાના સાંપ્રદાયિક ધંધાનો પ્રચાર કરે છે, તે તો અપરાધી અને દંડને પાત્ર જ છે. શ્રીરામકૃષ્ણ પરમહંસજી અને આચાર્ય સ્વામી પ્રણવાનંદજી તો તેનો સખત વિરોધ કરતા ઘણી વખત કહેતા: "આ જમાનો વાડા રચવાનો નહિ, પણ આ તો મહામિલન અને મહાસમન્વયનો જમાનો છે."

માત્ર ધાર્મિક જીવનમાં જ નિષ્ઠાની જરૂર છે? લૌકિક જીવનમાં એની જરૂરિયાત નથી કેમ? અંગ્રેજીમાં કહેવત છે— "Work while you work and play while you play.' કામ કરો ત્યારે કામમાં જ અને રમો ત્યારે રમતમાં જ રચ્યા પચ્યા રહો. મનુષ્યને એક જ મન હોવાથી તેને એક જ સમયે બે વસ્તુ યા કાર્ય તરફ વાળી શકાતું નથી, અને એમ કરવા જવું પણ તે બંને કાર્ય બગાડવા જેવું જ છે. એક દુકાનદાર જો વારંવાર પોતાનો વેપાર બદલતો જ રહે, એક વિદ્યાર્થી વારંવાર શાળા કે પાઠયપુસ્તક બદલતો

જ રહે, અથવા તો એક વૈદ કોઇ દહાડે વેપારી બનવા પ્રયત્ન કરે ત્યારે તો તેમનું એકેય કાર્ય સંપૂર્ણ સફળ થવા પામશે જ નહિ. એવી અસ્થિરતા તો આજે ઘણી જ જોવા મળે છે. કેટલાંય ચળવળ પૂરતાં ખાદી અને રેંટિયાના ભક્ત બની, તેનાં પૂર ઓસરતા વિદેશી સુટમાં સજ્જ થઇ જાય છે. સીગારેટ છોડીને બીડી અને ફરી બીડી છોડીને સીગારેટનું સેવન કરનારા કયાં ઓછા છે? આવી ચંચળતાથી કયું મહાન કાર્ય કરી શકાય છે વારું?

મિત્રો ! સદીઓની પરતંત્રતાને લીધે જ આજે અમારામાં આ પ્રકારનો નિષ્ઠાનો અભાવ અને નકલખોરી યા નકલી વૃત્તિ ઘર કરી બેઠાં છે. જ્યાં જુઓ ત્યાં દરેક ક્ષેત્રમાં નિષ્ઠા અને લગનીનો અભાવ નજરે તરી આવે છે. અમારા ગુરુજી ઘણી વખત કહેતાઃ—"ધીરજ, સહિષ્ણુતા અને શાંતિ એ મહાન શક્તિઓ છે." આત્મજ્ઞાનના સાધકે ધીર, સ્થિર અને શાંત બનવું જ પડશે.

## આત્મસંયમ.

ગીતાની દૃષ્ટિએ જોતાં આત્મજ્ઞાનની પ્રાપ્તિનું ત્રીજું સાધન સંયમ છે. આપણે જોયું કે શ્રદ્ધા દ્વારા ધ્યેય વસ્તુ નિશ્ચિત થાય છે, અને તત્પરતાથી એ ધ્યેય પર પ્રેમ સ્થાપિત થાય છે. પરંતુ એટલેથી જ સાધકનું કાર્ય પૂર્ણ થતું નથી. ધ્યેય વસ્તુ પર વિશ્વાસ અને પ્રેમ, ગમે એટલાં હોય પરંતુ તેની પ્રાપ્તિ માટે લડવાની તાકાત યા તો તપશ્ચર્યા ન હોય તો ધ્યેયની પ્રાપ્તિ દૂર જ રહેશે. ધાર્મિક જીવનના સંગ્રામ એ સુંવાળા અને સરળ તો નથીજ.

'क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत कवयो वदन्ति .'

અસ્ત્રાની ધાર ઉપર ચાલવું જેટલું કઠીન છે એટલું જ ધર્મ માર્ગે ચાલવું દુર્ગમ છે. તે માટે અપાર પ્રયત્ન અને કઠીન પ્રતિજ્ઞાશક્તિની જરૂર પડે છે. મંત્રની સિદ્ધિ કે શરીરનું પતન એ જ નિશ્ચય કરવો પડે છે અને ડગલે ને પગલે મૃત્યુ સાથે રમવાનું રહે છે. વેદ પણ એ જ ઘોષણા કરે છે:—

" नायमात्मा बलहीनेन लभ्यः "

નિર્બળને આત્માની પ્રાપ્તિ કદાપિ થતી જ નથી. બળ વગર નિષ્ઠા અને શ્રદ્ધા પણ મદદ નહિ કરી શકે. એ બળનું મૂળ શેમાં છે તે જાણો છો ? સંયમમાં.

" ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः "

બ્રહ્મચર્ય એટલે કે સંયમથી શક્તિ મળે છે. તેથી જ સંયમને જ સર્વશ્રેષ્ઠ સાધના માનવામાં આવે છે. હિન્દુશાસ્ત્રો બ્રહ્મચર્યને જ સૌથી મહાન તપ ગણ્યું છે.

"न तपस्तप इत्याहुः ब्रह्मचर्यं तपोत्तमम।
ऊर्ध्वरेता भवेद् यस्तु स देवो न तु मानुषः॥"

અર્થાત્ બ્રહ્મચર્ય સર્વશ્રેષ્ઠ તપ છે. જે ઊર્ધ્વરેતા થયો છે, તે મનુષ્ય નથી પણ દેવ છે. ધાર્મિક જીવનમાં તેથી જ સંયમનું મહત્વ સ્વીકાર્યું છે. કેટલાંયે જપ, તપ, દર્શન, પૂજન વિ. તો થોડા ઘણા કરે છે, જ્યારે સંયમ ઉપર તેના કરતા એક દશાંશ લક્ષ પણ કોઈ આપતાં નથી. પરિણામે એવાં વ્યક્તિઓ પોતાની સાધનામાં પ્રગતિ કે નોંધપાત્ર ઉન્નતિ સાધી શકતાં નથી. કેટલાંક તો વળી એમજ

માને છે કે સંયમ તો સાધુસંન્યાસી અને વૈધવ્ય પાળનાર સ્ત્રીઓ માટે જ છે, ગૃહસ્થો માટે નહિ. કેવો ભ્રમ! મિત્રો! શ્રી રામકૃષ્ણ પરમહંસ ગૃહસ્થ બ્રહ્મચારી હતા. પત્નીમાં તેઓએ જગજ્જનનીનું સ્વરૂપ જોયું અને પત્નીને એ રીતે જ પૂજી. મહાત્મા ગાંધીજી પણ ગૃહસ્થ બ્રહ્મચારી છે. તેઓ સંયમ ઉપર કેટલો ભાર મૂકે છે! તેમના જીવનમાં દૃષ્ટિ કરતાં સહેજે સંયમ માટે કરેલા કઠોર સંગ્રામ જોઇ શકાય છે. વ્યાવહારિક જીવનમાં પણ સંયમ આવશ્યક છે. ગમે તે કામ હાથ ઉપર લો તો તેને માટે પહેલી સાધના તો તાકત કેળવી તે જ હોઇ શકે. તાકત કે બળ વગર દરેક સાધના વ્યર્થ જ જવાની.

પ્રશ્ન થશે કે સંયમ કેવી રીતે પાળી શકાય? એ પ્રશ્નના જવાબમાં ઘણું કહી શકાય. ટૂંકમાં અહીં તો એટલું જ કહીશ કે—સંઘપ્રકાશિત “બ્રહ્મચર્ય” પુસ્તક વાંચો અને તેનો અભ્યાસ કરો.

બંધુઓ! કોઈપણ બુરી આદત છોડી દેવી હોય તો સૌથી પહેલાં તે આદતનાં ભયંકર પરિણામોનો ખ્યાલ આવી જવો જોઇએ. ઝેર પીધાથી મૃત્યુ નીપજે એમ જાણ્યા પછી કોઈ તેને અપનાવશે? જેણે એક વખત દાઝવાનો અનુભવ (જોઇને, સાંભળીને કે પ્રત્યક્ષ રીતે) કર્યો છે તે તો અગ્નિ દેખતાં જ દૂર રહેશે. તેને માટે એને કહેવું પણ નહિ પડે. બ્રહ્મચર્યના અભાવે કેવાં ભયંકર દુઃખ, દર્દો અને ઉત્કટ પરિણામો સહેવાં પડે છે, કેવી દુર્ગતિ થાય છે, તે જાણ્યા પછી બ્રહ્મચર્યનું પાલન સરળ થઇ પડશે. શાસ્ત્રમાં એક જગ્યાએ કહ્યું છે:—

"कुरंगमातंगपतंगभृंगमीनाः हताः पञ्चभिरेव पञ्चः।
एकः स प्रमादी कथं न हन्यते यः सेवते पञ्चभिरेव पञ्चः॥"

હરણ, હાથી, પતંગિયા, ભમરા અને માછલી એક એક વિષય પાછળ મોહિત થાય છે અને તેથી મૃત્યુ પામે છે. તો વિચારો કે જે મનુષ્ય એકી સાથે પોતાની પાંચેય ઇન્દ્રિયો વડે પાંચેય પ્રકારના વિષયોનું સેવન કરતા રહે, તો મૃત્યુ કેમ ન પામે ?

આ બાબત ઉપર ગંભીર વિચાર કરવો જોઇએ. કોઇ કહેશે કે અમે તો હરહંમેશ મનુષ્યોને વિષયોપભોગ કરતાં અને મઝા ઉડાવતાં જોઇએ છીએ. શું તે બધાં હમેશાં મરી જ જાય છે ?

બંધુઓ ! નિરંકુશ ભોગથી રોગ ઉત્પન્ન થાય છે. અને રોગથી મૃત્યુ થાય છે. એ નરી હકિકત છે. વળી શારીરિક કરતાં આધ્યાત્મિક મૃત્યુ એ તો વધારે શોચનીય છે. તેથી જ તો એને મહામૃત્યુ કહેવામાં આવે છે. નિરંકુશ ભોગથી માનવી માત્ર શારીરિક મૃત્યુને જ નથી પણ મહામૃત્યુ કહેતા આધ્યાત્મિક મૃત્યુને પણ પામે છે. માત્ર શરીરને ટકાવી રાખવું એ તો પશુ પણ રાખે જ છે. એ જ શું મનુષ્ય માટે પણ સાચું જીવન કહેવાય ?

" अहारनिद्राभयमैथुनं च।
सामान्यमेतत् पशुभिर्नराणाम्॥
धर्मो हि नरानामधिको विशेष।
धर्मेन हीनाः पशुभिः समानाः॥"

આહાર નિદ્રા વિ. પ્રવૃત્તિઓ તો મનુષ્ય અને પશુમાં

સરખી જ રહે છે. માત્ર ધર્મ જ મનુષ્યની વિશિષ્ટતા છે. જે ધર્મહીન છે, તે તો પશુ જ ગણાય.

મિત્રો ! જે જીવનમાં ધાર્મિક આદર્શનો ખ્યાલ પણ ન આવે, તેવું જીવન જીવવાથી શો ફાયદો ? એવાં પશુ તુલ્ય માનવો કીડિયોની માફક જગતમાં ઉભરાય છે અને અલ્પ સમયમાં જ વિલીન થઇ જાય છે. એવા જીવન વિતાડવાથી ન તો એમને પોતાને મળે છે કંઇપણ ફાયદો કે ન તો આ સંસારને. માનવદેહ ધારણ કર્યો છે, તો બતાવો કે મનુષ્ય કહેવાય એવું કંઇક સંપાદન કર્યું છે. આ કાર્ય તો સંયમ યા બ્રહ્મચર્ય વગર અસંભવિત જ છે.

" मरणं बिन्दुपातेन जीवनं बिन्दुधारणात् ॥"

અર્થાત, બ્રહ્મચર્યનાશથી મૃત્યુ અને બ્રહ્મચર્યરક્ષણથી જીવન પ્રાપ્ત થાય છે. આ બાબતમાં જ્યારે પૂરી સમજણ આવે, ત્યારે જ નિયમ અને વિધિઓની વાત આગળ ધરી શકાય. નિયમ પાલન નથી ઇચ્છતો, એવો માણસ બ્રહ્મચર્યપાલન કરી શકે જ નહિ.

## બ્રહ્મચર્યના નિયમો.

(૧) બ્રહ્મચર્ય માટે સાત્વિક અને પરિચિત આહાર કરવાની ખાસ જરૂર છે.

(૨) મહિનામાં ઓછામાં ઓછા બે ઉપવાસ કરવા જ જોઇએ.

(૩) નિદ્રા પરિમિત લેવી એટલે કે અતિનિદ્રાનો સદંતર ત્યાગ પણ જરૂરી છે.

(૪) તદ્દન સાદો પણ સુઘડ પહેરવેશ રાખવો જોઇએ.

(૫) કસરત ઉપર પણ એટલું જ ધ્યાન દેવાની જરૂર છે.

(૬) વાણીસંયમ ખાસ પાળવો જોઇએ.

(૭) નિષ્કારણ કોઇને સ્પર્શ ન કરતાં સ્ત્રીમાં માતૃ-સ્વરૂપ અને પુરુષમાં નારાયણ સ્વરૂપ જોવા પ્રયત્ન કરવો જોઈએ.

(૮) સદ્‌વિચાર, સત્‌સંકલ્પ, જપ, તપ, પરોપકાર વિગેરેમાં મનને સતત પરોવેલું રાખવું જોઇએ.

(૯) એ મહાવ્રતના પાલનમાં સફળતા મળે તે માટે નિયમિત પ્રાર્થના કરવી જોઇએ.

(૧૦) પળે પળે આત્મનિરીક્ષણ કરવું જોઇએ. જરા-પણ વ્રતભંગ થાય તો જપ, તપ, ઉપવાસ કે પ્રાર્થનાથી તેનું પ્રાયશ્ચિત કરી, નિરાશાનો ત્યાગ કરી સંકલ્પપૂર્વક ફરીથી આત્મસુધાર માટે પ્રયત્નો આદરતા રહેવું જોઇએ.

આ મહાવ્રત પાલવામાં સફળતા મેળવવાની ઇચ્છા હોય તો તેને માટે ખાસ જરૂર છે ગુરુની અને ભગીરથ પ્રયત્નની.

આત્મજ્ઞાન પ્રાપ્તિને માટે ઉપયોગી એવા મુખ્ય સાધના-ઓનો સંક્ષેપ વિચાર તો અહીં કર્યો, છતાં એ બધા ઉપરાંત પણ એને માટે કર્મ, જ્ઞાન, ભક્તિ અને યોગસાધનાની બાબતોમાં જાણવા અને વિચારવા લાયક ઘણું રહ્યું

છે જેનો વિચાર કરવા અહીં અવકાશ યા સ્થાન નથી. એને માટે તો સદ્ગુરુના ઉપદેશની જ ખાસ આવશ્યકતા રહે છે.

ભારત સેવાશ્રમ સંઘના સાધક સંન્યાસી વર્ગ એક મહાન સદ્ગુરુની આજ્ઞા અને નિર્દેશ લઇને હિન્દના ખૂણે ખૂણે ફરી રહ્યા છે. ત્યાગ, સંયમ, સત્ય, અને બ્રહ્મચર્યની મહામૂર્તિ સમાન આ મહાન સદ્ગુરુની મહાન શકિત સમગ્ર દેશમાં એક પ્રચંડ ધાર્મિક હિલચાલ પ્રગટી કાઢવા કાર્યશીલ બની છે. માત્ર વ્યકિતગત્ મુકિત જ નહિ પરંતુ સમસ્ત દેશની મહામુકિત તરફ એનાં પ્રયાણ અને પ્રયત્નો છે. તેઓશ્રીનાં શુભ હસ્તે સ્થાપિત આ સંઘ ભારતના પ્રાન્તે પ્રાન્તમાં કેટલીય સ્થાયી સંસ્થાઓ ખોલીને જન-સમૂહને આત્મજ્ઞાનની પ્રેરણા તેમજ તેની પ્રાપ્તિને માટે આવશ્યક આધ્યાત્મિક શિક્ષણ પણ આપી રહ્યું છે. આ સંઘ સંકુચિત સાંપ્રદાયિક વિચાર પ્રણાલી ધરાવતો નથી. ઉદાર અને વિશાળ ભાવના સાથે પોતાના તપોબળ અને તપઃશકિતથી સમસ્ત વિશ્વની સેવા કરવા અભિલાષા ધરાવે છે. ભિન્ન ભિન્ન પ્રાન્તવાસી નરનારીઓ આ મહાસંઘના આશ્રયે શાંતિ અને સહાયતા મેળવી રહ્યા છે. બૌદ્ધયુગમાં કરોડો મનુષ્યોએ સંઘશકિતના આધારે અને સહાયે મહાનિર્વાણની અનંત શાંતિ પ્રાપ્ત કરી હતી. આજે પણ એવા જ એક મહાસંઘની રચના થઈ છે. એ સંઘ આજે પોતાનો સહાનુભૂતિભર્યો પોકાર કરતો દેશ અને જાતિ સમક્ષ ઉભો થયો છે.

કોણ છે આજે શકિત અને શાંતિ વાંચ્છુ ? કોણ છે

આજે આત્મજ્ઞાનના ભૂખ્યા ? જીજ્ઞાસુ, આવો મહાપાપમાંથી ઉગરવાની ઇચ્છા છે ? કોણ છે નિરાધાર, નિરાશ્રય, દુઃખ જ્વાલાથી દુઃખિત, પીડિત ? નિરાશ ન થાઓ, હજુ બચવાનો ઉપાય છે, ઉદ્ધારનો માર્ગ છે, જ્યાંસુધી આશા છે, ત્યાંસુધી આવો. વહાલાંઓ આવો, આ મહાસંઘની સહાયતાથી અખંડ આનંદ, અનંત જ્ઞાન અને શાશ્વત જીવનના અનુભવો તમને મળશે. ત્યારે જ તમારું જીવન સફળ અને સાર્થક થશે.

ૐ શાન્તિઃ ॥ શાન્તિઃ ॥ શાન્તિઃ ॥



# શ્રી. ભારત સેવાશ્રમ સંઘ.

સ્થાપકઃ-યુગાચાર્ય સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજ

હાલ પ્રમુખઃ-સ્વામી શ્રી. સચ્ચિદાનંદજી મહારાજ

મુખ્ય કચેરીઃ-

૨૧૧, રાસબિહારી એવેન્યુ, બાલીગંજ કલકત્તા.

શાખાઓઃ-ગયા, કાશી, અલ્હાબાદ, વૃન્દાવન, જગન્નાથપુરી,
ખુલના, આશાશુની, મદારીપુર, બાજિતપુર,
રાજસાહી, નવગાંવ, આદિ.

ગુજરાત શાખાઓઃ-સુરત, અમદાવાદ, નડીઆદ, કપડવંજ,
ગણદેવી, ધરમજ, વીજાપુર, લદોલ, આદિ

પ્રકાશકઃ—

સ્વામી આત્મસ્વરૂપાનંદ

ગુજરાત હિંદુ મિલન મંદિર,

ભારત સેવાશ્રમ સંઘ—સુરત.

# ગુજરાત હિંદુ મિલન મંદિરના પ્રકાશનો.

| | | |
|---|---|---|
| ૧. | યુગધર્મ ... ... ... | ૧-૮-૦ |
| ૨. | હિંદુ ઘરસંસાર ... ... | ૧-૦-૦ |
| ૩. | શ્રી. સદ્‌ગુરુ ... ... ... | ૦-૧૦-૦ |
| ૪. | સંઘ ગીતા ( ભાગ ૧ ) ... ... | ૦-૧૦-૦ |
| ૫. | સંઘ ગીતા ( ભાગ ૨ ) ... ... | ૦-૧૦-૦ |
| ૬. | ગૃહસ્થ ધર્મ ... ... ... | ૦-૮-૦ |
| ૭. | આચાર્યશ્રીની જીવન પ્રસાદી ... | ૦-૬-૦ |
| ૮. | જન્માષ્ટમીનો સંદેશ ... ... | ૦-૪-૦ |
| ૯. | આત્મજ્ઞાન ... ... ... | ૦-૪-૦ |
| ૧૦. | મનોજય ... ... ... | ૦-૬-૦ |
| ૧૧. | બ્રહ્મચર્ય ... ... ... | ૦-૩-૦ |
| ૧૨. | ગણપતિ પૂજન ... ... | ૦-૨-૦ |
| ૧૩. | પૂજા ઉપાસના પદ્ધતિ ... ... | ૦-૨-૦ |
| ૧૪. | હિંદુત્વની જાગૃતિ ... ... | ૦-૧-૦ |
| ૧૫. | હિંદુ ધર્મમાં શક્તિની સાધના ( પુસ્તિકા ) | ૦-૨-૦ |
| ૧૬. | હિંદુ ધર્મમાં શક્તિની સાધના ( ચાર્ટ ) | ૦-૪-૦ |
| ૧૭. | યુગાચાર્ય સ્વામીશ્રી પ્રણવાનંદજીનું જીવન ચરિત્ર | (હવે પછી) |
| ૧૮. | આર્ય નારીનો આદર્શ ... ... | ,, |
| ૧૯. | આદર્શ વિદ્યાર્થી જીવન ... ... | ,, |
| ૨૦. | હિંદુત્વનો પુનરુદ્ધાર .. ... | ,, |
| ૨૧. | હિંદુત્વનો દિગ્‌વિજય ... ... | ,, |
| ૨૨. | હિંદુઓનું સંગઠન ... ... | ,, |
| ૨૩. | હિંદુત્વ ... ... ... | ,, |
| ૨૪. | ધાર્મિક ધાર ( મિશનરીઓનું કારસ્તાન ) | ,, |
| ૨૫. | આધ્યાત્મિક સાધનાને પંથે ... | ,, |

'જૈન વિજય' પ્રીં. પ્રેસમાં, મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું-સુરત.